


આદિવાસી બાળકોનું બાલપત્ર

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૭
અંક : ૧૫

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬ ૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

## અનુક્રમણિકા



**‘બોલ’ ના વાચકમિત્રોને વિનંતી છે કે ‘બોલ’માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.**

**સંપાદકશ્રી, ‘બોલ’**
૧૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦૨૬૨૨ - ૨૨૩૩૯૪

# સંપાદકીય



બાળ મિત્રો,

તહેવારો આપણા રોજિંદા જીવનમાં ઉત્સાહ અને આનંદ લઈને આવે છે.તહેવારો આખા વરસના ઋતુ ચક્ર સાથે જોડાયેલા છે. હોળી, અખાત્રીજ, નાંદરવો, બળેવ, દિવાસો, વાઘબારસ, કાળીચૌદસ, દિવાળી, દેવ દિવાળી, મકરસંક્રાતિ વગેરે તહેવારો. શિયાળામાં જુદી જુદી રમત ગમ્મતની સ્પર્ધાઓ પણ આપણા જીવનને આનંદથી ભરી દે છે. જાન્યુઆરીમાં આવતો એક તહેવાર જે અંગ્રેજી મહિનાની એક ચોક્કસ તારીખે જ આવે છે. જે આપ પણ જાણતા હશો. ૧૪ મી જાન્યુઆરીએ મકરસંક્રાતિનો તહેવાર આવે છે.

મકરસંક્રાતિના તહેવારે ગુજરાતને દેશ અને દુનિયાના નકશા પર પતંગ મહોત્સવથી અપાવ્યું છે. પતંગ મહોત્સવ અમદાવાદમાં દર વરસે યોજાય છે. જેમાં જુદા જુદા લાલ, પીળો, વાદળી, લીલો, સફેદ રંગના અને જુદા જુદા આકારના પતંગોથી આકાશ સુંદર મેઘધનુષ્ય બની જતું હોય છે. સાથે ભાર દોરીએ કપાઈ જતા પતંગો આકાશમાં ઉડતા હોય ત્યારે એવું લાગે કે કપાયેલો પતંગ આપણને મળતા આવતો હોય તેવું લાગે. એની સાથે કાયપો... કાયપો... નો અવાજ દુર સુધી સંભળાતો હોય છે.

તમે પણ નાના નાના સુંદર મઝાના પતંગો જાતે બનાવીને ઉડાડતા હશો. જાતે બનાવેલા પતંગને હાથમાં નાની દોરી લઈ કેવી ઉડાડવાની મઝા આવે. તેવી મઝા તૈયાર બનાવેલા પતંગમાં પણ આવતી નથી.

આપણી મઝા ઘણી વખત બીજા માટે કે આપણા માટે પણ મુસીબત લઈને આવે છે. પતંગ ચગાવવાની દોરીથી આપણા આંગળા કપાઈ જાય છે તો કોઈ વખત ગળામાં પણ દોરો આવી જતો હોય છે. એ જ દોરીથી આકાશમાં ઉડતા નિર્દોશ પક્ષીની પાંખ કપાઈ જવાનો ભય રહે છે. પક્ષીની પાંખ કપાઈ જાય તો તેનું તો ઉડવાનું જ બંધ થઈ જાય. સાથે હવે નાના બાળકો ગેસ ભરેલા ફુગ્ગા દોરી સાથે બાંધીને ચગાવે છે. પણ મિત્રો એ ગેસના  ઝેરી હોય છે. ગેસ ભરેલો ફુગ્ગો આપણી મોઢાની આસપાસ ઉડે તો નુકશાન કરે છે. માટે ગેસનો ભરેલો ફુગ્ગો ન ચગાવો તો સારૂ.





મકરસંક્રાતિના દિવસોમાં જુદીજુદી જગ્યાએ મેળાઓ પણ ભરાતા હોય છે.ઉનાઈમાં એ દિવસે બહુ મોટો મેળો ભરાય છે. મેળામાં મોટામોટા ચકડોળ, રંગ બેરંગી ફૂગ્ગા, પાવાઓ, રમકડાં, સરકસ વગેરે જોવાની મઝા આવે છે. તમારી આસપાસના કોઈ સ્થળે મેળો ભરાતો હશે જે આપ પણ જાણતા હશો. મેળામાં ફરવાની મઝા તો પતંગ ચગાવવા કરતા અદ્ભૂત હોય છે. સાથે તલના લાડુ ખાવાની મઝા.

મકરસંક્રાતિ પછી દિવસ એક એક તલ જેટલો લાંબો થતો જાય છે.શિયાળાની ઠંડી ધીરે ધીરે જવા લાગે છે.મકરસંક્રાતિ સાથે જોડાયેલા એવી ઘણી વાતો તમારા દાદી-દાદા કે અન્ય વડીલો જાણતા હશે એવી વાતો તમે બોલ માટે લખીને મોકલાવશો તો બીજા અંકમાં છપાશે.જે બીજા બાળકોને પણ જાણવા મળે. ☺☺





# કુંકણા રામકથા



રામ વનમાં:-

રામને રાજા બનાવવાની જાહેરાત થતાં જ અયોધ્યામાં આંનદ છવાઈ ગયો.ઘરે ઘરે દિવા થયા. મીઠાઈ વહેંચાવા લાગી ઘરો સણગારાવા લાગ્યા. કૌશલ્યાનો રોષ તો તીવ્ર બન્યો ઘા કરવાની ઘડી આવી. રહી હોવાનું એને લાગ્યું.

બુધવાર થયો રાણી કૌશલ્યાએ પુત્ર પહેરવેશ છોડી નવા પહેરાવ પહેર્યા નવ હાથની સાડી પહેરી રુમ ઝુમ કરતી એ આમ તેમ ફરવા લાગી અને જોઈ લોકો કહેવા લાગ્યા -વાહ ,કોણ કહે કે કૌશલ્યા  રામની અપર મા છે .રાણી  કૈકેય હોત તો તે પણ એવું જ કરત પણ લોકો કૌશલ્યાને ક્યાં જાણતા હતા.

દશરથરાજા એક જગ્યાએ બેસીને વિચારતા  હતા કે કંઈક અમંગળ તો નહિ બનેને? ત્યાંજ રાણી કૌશલ્યા આવી કહે રાજા મારે એક વચન માંગવાનું છે. તે મને આજે જ જોઈએ છે. દશરથ કહે આજે જવાદે આજનો પ્રસંગ  પતી જવા દે પછી તારે જે જાઈએ તે માંગજે.

રાણી કહે-આજ પ્રસંગની તો હું વર્ષોથી રાહ જોતી હતી. રાજા તમે નહિ બોલો તો હું માંગી લઉ છું કે રાજા મારો ભરત બનશે અને રામ વનમાં જશે.

દશરથ નીચુ જોઈ ગયા ,હૈયે ડુમો ભરાયો, એ ધરતી પર ઢળી પડયા. હાહાકાર થઈ ગયો.

રામને આ વાતની ખબર પડી રામે રાજય પહેરાવ છોડી દીધા પિતાએ આપેલ વચનના પાલન  માટે એ વનમાં જવા તૈયાર થયા. લક્ષ્મણ કહે-હું તમારી સાથે જ આવીશ અને વિલંબ કર્યા વગર એ વન તરફ નિકળ્યા.

આખું અયોધ્યા ઉમટી પડ્યું. બધા લોકો એ જગ્યાએ આવ્યા જયાં શ્રવણ વાસુદેવ રૂખબાઈની  ચિતા સળગતી હતી. ત્યાં આવીને પ્રજા અટકી ગઈ દશરથ રામ રામ કરવા લાગ્યા. લક્ષ્મણે કહ્યું કે રામ પાછા વળીને ન જોતા- અનર્થ થશે- પણ રામે પાછળ જોયું-રામ દશરથની આંખો મળી  દશરથને મરતી





કૈકેય યાદ આવી. કૈકેયનું વચન યાદ આવ્યું કૈકેય સાચી હતી. હવે વિચારવાનો અર્થ ન હતો-જીવવાનો પણ અર્થ ન હતો. હવે છાંતી ભરાઈ આવી અને એનો પ્રાણ ઉપર ચઢયો.દશરથ મરણ પામ્યા.

રામ થોભી ગયા. હવે પિતાની અંતિમ ક્રિયા કરીને જ વનમાં જવુ એવું નક્કી કરી એણે અંતિમ ક્રિયાની તૈયારી કરવા માંડી રામે ચંદનના લાકડા ભેગા કર્યા.

ધરતીએ ના પાડી કે રાજા દશરથ પાપી છે એણે એના સગા ભાણેજને મારેલ છે. ભાષી રાજા (ભાણેજ) કાશી જેવા પવિત્ર હોય છે. એને મારવું મહાપાપ છે. આવા પાપીને અહીં અગ્નિદાહ ન આપતા.

રામે પછી પોતાની હથેળી ઉપર પિતાને અગ્નિદાહ આપ્યો.

રામ વનમાં જવા લાગ્યા સાથે લક્ષ્મણ હતો. હવે રાતવાસો ક્યાં કરવો તેનું વિચારવા લાગ્યા.લક્ષ્મણે એક ગુફા શોધી કાઢી.રામને કહયું કે આપણે આ ગુફામાં રહીશું.

લક્ષ્મણ ગુફાના દરવાજા પાસે ઊભો રહયો તો અંદરથી ચિત્રવિચિત્ર અવાજો આવવા લાગ્યા.પછી અંદરથી અવાજ આવ્યો-રામ લક્ષ્મણ-તમે થોડીવાર દરવાજાથી દુર જાવો હમારે બહાર નીકળવું છે. રામે પુછયુ અંદર કોણ કોણ છે? અંદરથી અવાજ આવ્યો કે જંગલના તમામ પશુ પક્ષી અમે અંદર છીએ અને રાવણ ના ભયથી અમે બધા અંદર એકસાથે રહીએ છીએ. અમે અંદર સમ દુ:ખિયા છીએ. અંદર અમે એકબીજાને મદદ કરીએ છીએ-એકબીજાને મારતા નથી.

રામે કહયું આજથી તમારા રક્ષણની જવાબદારી મારી છે. તમે જયાં વસવા ઈસ્છતા હોય ત્યાં વસજો રાવણ હવે તમને હેરાન નહી કરે પશુ પક્ષી, સાપ. સાપોલીયા જયાં યોગ્ય લાગે ત્યાં ગુફામાં ,ઝાડ ઉપર જમીન ઉપર માળા બનાવી રહેવા લાગ્યાં.પાનબીડું આવી જંગલ આવ્યું સીતા વરમાલા લઈને આવી ત્યારે લક્ષ્મણે કહયુ કે હુ રાજ યુગ નથી. રાજપુત્ર તો રામ છે. તમે રામને વરો અને રામ સીતાના લગ્ન થયા.

રામ સીતાના લગ્નના બીજા દિવસે રામ વનવાસ જવા તૈયાર થયા સાથે સીતા પણ તૈયાર થઈ જયાં તમે ત્યાં હુ ત્રણે દંડકવનમાં ગયા.ત્યાં લક્ષ્મણે બન્ને માટે ઝુંપડી બનાવી અને બન્નેના માટે ફળ લેવા ગયો. એક દડીયામાં ફળ લાવ્યો,રામ સીતાએ વિચાયું કે આ આપણા માટે છે-લક્ષ્મણે તો ખાધા હશે બીજા







દિવસે લક્ષ્મણે વિચાર્યુ બે દડિયામાં ફળ લઈ જવા દે એકમાં સીતા રામ માટે,બીજામાં મારા માટે એણે એક પણ ફળ ન ખાધુ રામ સીતા કહે એક તારા માટે એક મારા માટે એણે તો ખાધા હશે. આમ દિવસો વિતવા માંડયા.લક્ષ્મણ પણ હવા ઉપર જ જીવવા લાગ્યો.

એ વનમાં રાવણની બહેન શુર્પનખાનો પુત્ર એક બારવાથી (બાર વર્ષથી) તપ કરતો હતો. બાર વર્ષ પુરા થવાની તૈયારી હતી અને ત્યારે દેવલોકોએ વિચાર્યુ કે જો એણે બારવાનું તપ પુરુ કર્યુ તો એને દેવત્વ આપવું પડશે તેથી એને મારવા માટે દેવલોકોએ ઉડતી તલવાર છોડી તલવાર ઉડતી ઉડતી નીચે આવવા લાગી. શુર્પનખાનો પુત્ર વાંસની જાળમાં બેસીને તપ કરતો હતો. ઉડતી તલવાર લક્ષ્મણે જોઈ એને ઝીલી લીધી. તલવારની ધાર તપાસવા માટે એણે જે ઝુડમાં શુર્પનખાનો પુત્ર હતો, તેજ ઝુંડ ઉપર તલવાર વીંઝી કારણ વગર શુર્પનખા પુત્રની હત્યા લક્ષ્મણના હાથે થઈ શુર્પનખા પુત્રને મારવાનું કામ તો થયું. નિમિત્ત બન્યો લક્ષ્મણ. ☺☺





# બગલી અને સાધુ



એક હતો સાધુ. તે એક આંબલી નીચે રહે. તે આંબલી ઉપર એક બગલી રહે. તે બગલીનાં ઈંડા માળામાં હતાં. તે બગલી સાધુના ખાવામાં અઘી બગાડે. તેમ કરતાં કરતાં એક દિવસ સાધુ આંબલી ઉપર છાનોમાનો ચઢયો અને બગલીને પકડી લીધી. અને પછી તે સાધુ બગલી માટે ખાંસડા બનાવવા મોચી પાસે લઈ ગયો.



ચાલતાં ચાલતાં ગાયોનો એક ગોવાળ મળ્યો. ત્યારે બગલી ગીત ગાવા લાગી, 'ગાયોના ગોવાળ, ગાયોના ગોવાળ, મને છોડાવતો જા. વચલી ડાળીનાં ઈંડા કુઈ કુઈ જાય.' ગોવાળ વિચાર કરવા લાગ્યો, 'બગલી સુંદર ગીત ગાય છે.' સાધુ ! આ બગલીને છોડી દે, તે સુંદર ગીત ગાય છે.' ગોવાળે કહ્યું પણ સાધુ તેને છોડતો નથી. છેલ્લે ગોવાળ તેના બદલામાં ગાય પણ આપવા તૈયાર થઈ જાય છે પણ તે છોડતો નથી.

પછી પાછો સાધુ ચાલવા લાગ્યો. પછી ઘેટાનો ગોવળ મળે છે, ત્યારે પણ બગલી ગીત ગાય છે. 'ઘેટાંના ગોવાળ, ઘેટાંના ગોવાળ, મને છોડાવ





તો જા. વચલી ડાળીનાં ઈંડા કુઈ કુઈ જાય.' પછી તે ઘેટાંનો ગોવાળ પણ તે બગલીને છોડાવવા જાય છે પણ તે સાધુ છોડતો નથી.

પછી તેમ કરતાં કરતાં તે સાધુ મોચી પાસે ગયો અને કહે છે કે મારી બગલી માટે ખાંસડાં બનાવવાનાં છે. મોચી કહે છે કે બગલી માટે ખાંસડાં ન બને. બગલીને છોડી દે. પણ સાધુ માનતો નથી. પછી મોચી રોષે ભરાઈ ગયો અને સાધુને મારવા લાગ્યો. અને તે બગલીને છોડાવી દીધી અને સાધુને તેના ઘેરથી હડસેલી દીધો.

☺☺





# અવાજ



મોર તુ ટહુકો કરે છે મધુર

બોલે તુ ટેહુક ટેહુક રે વનમાં..

કાગડા તારા અવાજમાં કર્કશ ઘણી

મહેમાન આવે ઘડી ઘડી ઘરમાં..

પોપટ રાજા બોલે બોલાવેલુ રોજ

બોલે તુ મીઠુ મીઠુ પળવારમાં..

કોયલ રાણી કુ કુ કરે આંબા ડાળે

મુકે ઈંડા કાગડા કેરા માળામાં..

કાબર રાણી રોજ આવે મનગમતી

કરે રોજ કલબલ મારા આંગણામાં..

☺☺









# ડો.બાબા સાહેબ આંબેડકર





ડો. ભીમરાવ આંબેડકરનો જન્મ મહુ ગામે થયો હતો. આ ગામ મધ્યપ્રદેશમાં આવેલું છે. તેઓ મહાર જ્ઞાતિના હતા. તેઓએનો અભ્યાસ પોતાનું પ્રાથમિક શિક્ષણ મહારાષ્ટ્રમાં પૂર્ણ કર્યુ. ઉચ્ચ શિક્ષણનો અભ્યાસ મુંબઈની એલ્ફિસ્ટન્ટ કોલેજમાં પુરો કર્યો. તેમના લગ્ન નવ વરસની રમા સાથે થયા હતા. લગ્ન થયા છતાં તેઆએ લગ્ન જીવનને ગૌણ ગણ્યું હતુ. આર્થિક સ્થિતિ  સારી ન હોવાથી તેઓનો અભ્યાસ  અટકી પડે તેવા સંજોગો ઉભા થયા હતા પરંતુ વડોદરાના મહારાજા સયાજીરાવે તે સમયમાં પચ્ચીસ રૂપિયા શિષ્યવૃતિ આપવાનો ઓર્ડર લખી આપ્યો. શિક્ષણ મેળવીને વ્યાપક પ્રતિષ્ઠા મેળવી હતી.

આંબેડકરે ૧૯૧૨ માં બી.એ ની પરીક્ષા સફળતાપૂર્વક પાસ કરી પરીક્ષામાં ઉતીર્ણ થયાની જાણ મહારાજા સયાજીરાવને કરી. એમના તરફથી આંબેડકરને અભિનંદન પત્ર અને નોકરીમાં પણ જોડાવાનું કહેણ મોકલ્યું હતુ. તેઓ વડોદરા રાજયની નોકરીમાં જોડાયા. આ સમયમાં  પિતાના મૃત્યુના સમાચાર મળવાથી તેઓ મુંબઈ પાછા  ફર્યા. ત્યાર બાદ સયાજીરાવે આંબેડકરને સામેથી કહ્યુ “ તમારે અભ્યાસ માટે અમેરિકા જવું હોય તો તમને આર્થિક સહાયતા આપવામાં આવશે ”





તેમને હા કહી. તેઓ અભ્યાસ પૂર્ણ કરીને કરાર મુજબ વડોદરા રાજયમાં નોકરી માટે આવી ગયા પરંતુ ત્યાં તેમને અસ્પૃશ્યતા જ્ઞાતિના હોવાથી તેમને કોઈ સાથ સહકાર આપવામાં આવતો ન હતો. તેથી તેઓ મુંબઈ પરત ફર્યા.

ઘણા વિચારોના અંતે તેમને ‘‘બહિષ્કૃતહિતકારિણી સભા નામે સંસ્થાની સ્થાપના કરી એની સાથે ૧૯૨૭ માં ‘‘બહિષ્કૃત ભારત’’ના પત્રનું પ્રકાશન અને પાણીના પ્રશ્ન ઉપર મહાડ સત્યાગ્રહ કર્યો ૧૯૨૮ માં સાયમન કમિશનમાં દલિતો માટે શૈક્ષણિક સુવિધાની માંગ કરી. ૧૯૩૦ માં દેશના દલિત નેતાના રૂપમાં ગોળમેજી સંમેલનમાં ભાગ લેવા માટે આમંત્રણ મળ્યુ હતુ. ત્યાર બાદ અંગ્રેજ સરકારે મુંબઈ વિધાન પરિષદના સભ્ય તરીકે ડો. આંબેડકરની નિમણુંક કરી.૧૯૩૮ માં મુબંઈ વિધાન સભામાં જમીનદારી પ્રથાના અંત માટે બીલ પાસ કરાવ્યું. દલિતોની સમસ્યાની સાથે શ્રમિક નિયમોમાં સુધારાનું કામ કર્યુ હતું. દલિતોના ધાર્મિક અને સામાજિક અધિકારોના સંઘર્ષની સાથે સાર્વજનિક જીવનમાં પણ પ્રવેશ કર્યો.

ભારત દેશ આઝાદ થયો ત્યારે ઓગસ્ટ ૧૯૪૭ માં બંધારણ સમિતિની રચના કરવામાં આવી. તે સમિતિમાં આંબેડકરને બંધારણ લખવાની જવાબદારી આપી તેની સાથે તેઓ દેશના પહેલા કાનુન મંત્રી બન્યા હતા. ૧૯૫૧માં મંત્રીપદ પરથી રાજીનામુ આપ્યુ. ૧૯૫૬માં હિન્દુ ધર્મ છોડીને બૌદ્ધ ધર્મનો અંગીકાર કર્યો હતો. તેઓએ શિક્ષણની અનેક સંસ્થાઓ સ્થાપી અને દલિતોના હિતો માટે સતત લેખન અને સંઘર્ષનું કામ કર્યુ. આ કાર્ય કરતા ૬ ડિસેમ્બર ૧૯૫૬ના દિવસે તેઓએ પોતાનો છેલ્લો શ્વાસ લીધો.









# પ્યારી નિશાળ



સૌની વહાલી નિશાળ જી

સૌની પ્યારી નિશાળ જી

ભણવા આવો નિશાળે જી

ખેલવા આવો નિશાળે જી

રોજ  રોજ નિશાળે નવુ  નવુ ભણાવે

હસાવે, રમાડે ખેલ રે ખેલાવે

શિક્ષકોને વ્હાલા બાળકો, બાળકોને પ્યારા શિક્ષકો

સૌની વહાલી નિશાળ જી

સૌની પ્યારી નિશાળ જી

ભણવા આવો નિશાળે જી

ખેલવા આવો નિશાળે જી

રોજ રોજ નિશાળે બાળકો ભણવા આવે

બેનો ને માસ્તરો નવુ નવુ શીખવાડે

શિક્ષકોને વ્હાલા બાળકો, બાળકોને વ્હાલા શિક્ષકો

સૌની વ્હાલી નિશાળ જી

સૌની પ્યારી નિશાળ જી




ભણવા આવો નિશાળે જી

ખેલવા આવો નિશાળે જી

રોજ રોજ નિશાળે નવા પાઠ શીખવાડે

અંગ્રેજી ભણાવે, ગણિત ભણાવે

શિક્ષકોને વ્હાલા બાળકો, બાળકોને પ્યારા શિક્ષકો

સૌની વ્હાલી નિશાળ જી

સૌની પ્યારી નિશાળ જી ☺☺





# અંગ્રેજી મારી આસપાસ



બાળમિત્રો, ગયે વખતે આપણે સરખા સ્પેલિંગ ધરાવતા શબ્દો અને તેના અર્થો જોયાં. આ રીતે નવાં શબ્દો જલ્દીથી યાદ રહે છે. ચાલો, આજે તમને આકૃતિ દ્વારા શબ્દો જણાવું. નીચે એક ત્રિકોણની આકૃતિ આપી છે. તેમાં ધીરે ધીરે એક એક અક્ષર વધતા રહે છે. આ રીતે પ્રાણીઓના નામ તેમાં આપ્યાં છે, તે જુઓ.




મિત્રો,આજ રીતે તમે પણ બીજા પ્રાણીઓના નામ મૂકીને ત્રિકોણ બનાવી શકો.

!










મિત્રો, ગયા અંકમાં આપણે ત્રિકોણમાં પ્રાણીઓના નામ જોયા હતા. આ વખતે બરાબર એજ રીતે રંગના નામ જોઈએ ચાલો થઈ જાઓ તૈયાર




આ રીતે શબ્દો શોધવાની અને ગોઠવવાની મઝા પડે છે ને ?ચાલો હવે આપણે એ રીતે પક્ષીઓના નામનો ત્રિકોણ પણ બનાવીએ



# ચતુર બહેન





એક ગામ હતું. તે ગામમાં સાસુ અને વહુ રહે. તેઓ એક દિવસ જૂંઓ મારતાં હતાં. વહુ સાસુનાં માથામાંથી જૂંઓ કાઢતી હતી. વહુએ સાસુના માથામાંથી ઘેટા જેટલી મોટી જૂં પકડી. તે જૂંને બંને જણ મારવા લાગ્યાં. તેને મારી નાખી તેનું ચામડું ઉખાડીને વાડ ઉપર સૂકવવા નાખ્યું. આ ચામડું કોનું છે તે ઓળખવા માટે જાહેર કર્યું કે જે આ ચામડાને ઓળખી કાઢશે તેને મોટી છોકરી આપવામાં આવશે. તે ચામડાને કોઈ માણસ ન ઓળખી શક્યું. પણ છેલ્લે એક રાક્ષસ હતો તે આવ્યો. તેણે ચામડું ઓળખી કાઢ્યું. તેને મોટી છોકરી આપવામાં આવી. તે છોકરીને લઈને રાક્ષસ નીકળી પડ્યો. તે રહેતો હતો ત્યાં મોટા જંગલમાં લઈ ગયો. રસ્તે જતાં એક પક્ષી ગુંજન કરે છે, ‘જતી બતી નહીં છોકરી, તને ખાઇ જશે.’ પછી તે છોકરી તેને પૂછે છે, ‘આ કેવું પક્ષી! સુંદર ગુંજન કરે છે.’ રાક્ષસ કહે છે, ‘આપણે ત્યાં તો આવા પુષ્કળ પક્ષીઓ છે. એમાં શું દાટ્યું છે ?’ પછી તેઓ નીકળી પડ્યા. રાક્ષસ રહેતો હતો ત્યાં તે છોકરીને લઇ ગયો. ત્યાં તે છોકરીને તે રાક્ષસ બીવડાવે છે, ‘તે... તે... શું આવે છે? લે.. લે... મને ગરદનમાંથી કાપી નાખ.’ છોકરી કહે છે, ‘ના મને ગરદનમાંથી કાપી નાખ. તે રાક્ષસ તેને ગળામાંથી કાપી નાખે છે. તેને ખાઈ જાય છે. તે છોકરીના ઘેર જઈને કહે છે,





'તમારી છોકરીને તો ભેંસે છૂંદી નાખી છે તેથી  તેનાથી ઊઠાતું પણ નથી ને બેસાતું પણ નથી. તેની ચાકરી કરવા બીજી છોકરી મોકલો.'

પછી તેના કરતાં નાની છોકરી હોય છે તેને બોલાવીને લઈ જાય છે. ત્યારે પણ રસ્તે પક્ષી પહેલાં કૂંજન કરતું હતું તેમ જ કૂંજન કરે છે. તે નાની છોકરી કહે છે, 'પક્ષી કેટલું સુંદર કૂંજન કરે છે.' તે રાક્ષસ કહે છે, 'તેમાં શું દાટ્યું છે ? આપણે ત્યાં આવાં તો જાતજાતનાં પક્ષીઓ છે.' પછી તે રાક્ષસ રહે છે ત્યાં જાય છે. ત્યાં પણ તે છોકરીને રાક્ષસ બીવડાવે છે. 'તે...તે... શું આવે છે ?' તે કહે છે, 'મને ગળામાથી કાપી નાખ.' પછી તેને પણ ગરદનમાંથી કાપી નાખી, તેને પણ ખાઈ ગયો ને માથું ઝાડ સાથે લટકાવી દે છે. તેમ કરતાં કરતાં છ બહેનોને ખાઈ જાય છે.

છેલ્લે સાતમી બેનને લઈ જાય છે. તે ખૂબજ ચતુર હતી. તે ઘેરથી શણના દાણા લે છે. જે ઘડીથી તે ઘેરથી નીકળે છે તે ઘડીથી શણના થોડા થોડા દાણા વેરતી જાય છે. ત્યારે પણ રસ્તે પક્ષી કૂંજન કરે છે, ત્યારે તે પક્ષી કહે છે, 'જતી બતી નહિ, નહિ તો છ બહેનોના માથાં ઝાડ સાથે લટકાવેલાં જોશે.' કયું પક્ષી સુંદર કૂંજન કરે છે ? પછી તે રાક્ષસ કહે છે, 'એના જેવા આપણે ત્યાં પુષ્કળ છે. એમાં શું દાટ્યું છે ? પછી તે ત્યાં જાય છે ત્યારે છ માથાં ઝાડ સાથે લટકાવેલાં જુએ છે. તે પાછી વળીને સખત દોડવા લાગી. શણના દાણા વેરતી ગયેલી તે ઊગતાં જાય છે. તે ઊગતાં જાય છે તે શણના દાણાને જોઈને દોડવા મંડે છે. રાક્ષસ પણ તેને પકડી પાડવા તેની પાછળ જ જાય છે. પણ તે છોકરી પકડાતી નથી. પછી તે છોકરી ઘરે જતી રહે છે. રાક્ષસ પાછો વળી જાય છે. ☺☺







# ધરતીનો સંગ





ટમટમતા તારલિયા વીરા રે
મને લઈજા ઉંચે આભમાં રે.
તુ કેમ આવે બેની આભમા રે
નથી વાયુ ઓક્સિજન આભલે રે.
અજવાળીયા સુરજ વીરા રે
મને લઈજા તારી સંગે રે
તુ કેમ આવે બેની સંગે રે
ઘણો તાપ મારી સંગે રે.
નથી આવુ સુરજ તારી સંગે રે
નથી આવુ તારલિયા આભમાં રે
તાપ પડે ચામડી બળે રે.
ઓક્સિજન વિના ના જીવાય રે
માતા ધરતી રખેવાડી કરે રે
મારે રહેવુ ધરતીના સંગે રે.







# ઉખાણાં



૧) લાલા લાલ થાળીમાં હાય હાય રૂપિયા.

૨) લાલ ગાય ચરી ગઈ, કાળી ગાય રહી ગઈ.

૩) ઘર જેવડું ઘર પણ એનો દરવાજો નહિ.

૪) કાળી ગાય તરે ધોળી ગાય ડુબી જાય.

૫) સવારે ઉઠીને આતરડા ગુએ તે શું ?

૬) દેવને ડાંકણ ખાય તે શું ?

૭) કાળો અંગ્રેજ લીલી ટોપી.

૮) એક સ્ત્રી સાત લુગડા પહેરે તે શું ?

૯) નાનકીક જનાવરી આખુ ઘર સાચવે તે શું ?

૧૦) આખો માણસ બળી જાય પણ તેનું લંગોટ ન બળે તે શુ ?

૧૧) લીલી ઘોડી અડવા દેય પણ બેસવાના દેય.

૧૨) ખાતી-પીતી ખૂણે જઈ સુતી.

૧૩) હાથી ધમ ધમ ચાલે, પાતાળ પાણી કાપે, પાતાળ પાણી કાળા, હાથીને પગે તાળા.

૧૪) ધોળી રકાબીમાં પીળી ચા.

☺☺

જવાબો :

૧-મરચા, ૨-દેવતા, ૩-ઈંડુ, ૪-કાળી ચા, ખાંડ, ૫-પાઘડી, ૬-ઉધઈ, ૭-તાડ, ૮-ડુંગળી, ૯-તાળુ, ૧૦-દોરી, ૧૧-થોર, ૧૨-થાળી, ૧૩-જહાજ, ૧૪ ઈંડુ.





# શું તમે જાણો છો?



૧) ગુજરાત સરકાર દ્વારા રમતગમત ક્ષેત્રે અપાતો ''એકલવ્ય એવોર્ડ'' કઈ કક્ષાએ ઉત્કૃષ્ટ પ્રદર્શન બદલ અપાય છે.

(૧) રાજય કક્ષાએ (૨) રાષ્ટ્રીય કક્ષાએ
(૩) આંતરરાષ્ટ્રીય કક્ષાએ (૪) આમાંથી એક પણ નહિ

૨) શાંતિ માટેનો વર્ષ ૨૦૦૬ નો નોબલ પ્રાપ્ત કરનાર મહંમદ યુનુસની આત્મકથા ''બેન્કર ટુધી પુઅર''ગુજરાતીમાં કયા નામે ઓળખાયો છે ?

(૧) ગરીબોના બેન્કર (૨) વંચિતોના વાણોતર
(૩) બાંગલા દેશી બેન્કર (૪) વાણોતર વંચિતોના

૩) ગુજરાતનો ૧૯૯૧ થી ૨૦૦૧ ના દશકામાં વસ્તી વૃધ્ધિ દર કેટલો રહ્યો છે ?

(૧) ૧૧% (૨) ૨૧.૭૭%
(૩) ૨૨.૪૮% (૪) ૧૯૭૧%

૪) ગુજરાતની અગિયારમી વિધાનસભામાં અનુસૂચિત જાતિ અને જનજાતિ માટે કુલ કેટલી સીટો છે ?

(૧) ૩૬ (૨) ૩૨ (૩) ૪૦ (૪) ૩૮

૫) ગુજરાતના કેટલા ટકા વસ્તી શહેરોમાં વસેલી છે ?

(૧) ૨૦.૨ (૨) ૨૩.૭ (૩) ૪૯.૪ (૪) ૩૭.૬૭







૬) "ખેડા સત્યાગ્રહ" ક્યારે થયો હતો ?
(૧) ૧૯૧૮ (૨) ૧૯૧૭ (૩) ૧૯૧૬ (૪) ૧૯૨૦

૭) ગાંધીજી દક્ષિણ આફ્રિકા ક્યારે ગયા હતા ?
(૧) ૧૯૧૫ (૨) ૧૮૯૦ (૩) ૧૮૯૩ (૪) ૧૯૦૧

૮) ગુજરાતનું એવુ બંદર કે જયાંથી મીઠાની સૌથી વધુ નિકાસ થાય છે ?
(૧) ઓખા (૨) મગદલ્લા (૩) બેડી (૪) દહેજ

૯) ક્યા જિલ્લામાં લાકડા વહેરવાની મિલો સૌથી વધુ આવેલી છે ?
(૧) ખેડા (૨) સુરત (૩) વલસાડ (૪) નવસારી

૧૦) ગુજરાતમાં દેશની પ્રથમ સાંધ્ય કોર્ટ કયા સ્થળે શરૂ કરવામાં આવી છે ?
(૧) ભરૂ કોર્ટ (૨) ઘી કાંટા કોર્ટ (૩) મેઘાણી નગર કોર્ટ (૪) મિરઝાપુર કોર્ટ

૧૧) ગુજરાતની એક માત્ર "વર્લ્ડ હેરીટેઝ સાઈટ" કઈ છે ?
(૧) પાલિતાણા (૨) સોમનાથ (૩) ચાંપાનેર (૪) વડનગર

૧૨) સૂર્યના પ્રકાશમાં ક્યું વિટામિન હોય છે ?
(૧) બી (૨) ડી (૩) એ (૪) સી

૧૩) ચિકનગુનિયાનો રોગ કોના લીધે ફેલાય છે ?
(૧) ચિકન (૨) મચ્છર (૩) માખી (૪) ઊંદર

૧૪) રાષ્ટ્રપતિને બંધારણની કઈ કલમ દ્વારા કટોકટી જાહેર કરવાની સતા અપાઈ છે ?
(૧) ૩૫૬ (૨) ૩૫૨ (૩) ૩૭૧ (૪) ૩૭૮





૧૫) સંસદ સભ્ય બનવા માટે ઓછામાં ઓછી કેટલી ઉંમર હોવી જોઈએ ?

(૧) ૨૦ (૨) ૨૫ (૩) ૩૦ (૪) ૩૫

૧૬) રાષ્ટ્રપતિની ઉંમર ઓછામાં ઓછી કેટલી હોવી જોઈએ ?

(૧) ૪૫ (૨) ૩૫ (૩) ૬૦ (૪) કોઈ વય મર્યાદા નથી

૧૭) "ધમાલ" કઈ જાતિનું લોક નૃત્ય છે ?

(૧) મેર (૨) વાઘેર (૩) સીદી (૪) ભીલ

૧૮) પ્રાચીન સમયની કઈ પ્રખ્યાત વિદ્યાપીઠ ગુજરાતમાં હતી ?

(૧) નાલંદા (૨) વલભી (૩) તક્ષશિલા (૪) દ્વારકા

૧૯) પીળા રંગના કાચમાં નીલારંગનો પદાર્થ કેવો દેખાય છે ?

(૧) કાળો (૨) લીલો (૩) સફેદ (૪) કથ્થઇ

૨૦) અંગ્રેજી ભાષાના આદિકવિ કોણ છે ?

(૧) શેક્સપિયર (૨) ચોસર (૩) ગેટે (૪) ઉપરમાંથી એકેય નહિ

૨૧) કયું ખાતર જમીનમાં નાંખવાથી કંદમૂળમાં વિકાસ વધે છે ?

(૧) પોટાશ (૨) નાઈટ્રોજન (૩) ફોસ્ફરસ (૪) છાણિયું





જવાબ

૧) આંતરરાષ્ટ્રીય કક્ષાએ, ૨) વંચિતોના વાણોતર, ૩) ૨૨.૪૮%, ૪) ૩૮, ૫) ૩૭.૬૭, ૬) ૧૯૧૭, ૭) ૧૮૯૦, ૮) બેડી, ૯) વલસાડ, ૧૦) મિરઝાપુર કોર્ટ, ૧૧) ચાંપાનેર, ૧૨) ઉ, ૧૩) મચ્છર, ૧૪) ૩૫૨, ૧૫) ૨૫, ૧૬) ૩૫, ૧૭) સીદી, ૧૮) વલભી, ૧૯) કથ્થઈ, ૨૦) ચોસર, ૨૧) પોટાશ.

# સાબુ



આપણે ન્હાવા તેમજ કપડાં ધોવા માટે સાબુનો ઉપયોગ કરીએ છીએ. તમને જાણીને નવાઈ લાગશે પણ સાબુ એ ઘણી જુની શોધ છે. ઈસવીસન પૂર્વે ૨૮૦૦ની સાલમાં પણ બેબીલોનમાં સાબુ વપરાતો હોવાના અવશેષો મળ્યાં છે. તે જમાનામાં સાબુ કિંમતી ગણાતો સામાન્ય માણસો તો માટી અને રાખ વડે શરીર ચોળીને સફાઈ કરતાં. સાબુની શોધ વિશે કહેવાય છે કે રોમના માઉન્ટ સેપો નામના પર્વત ઉપર બલિ ચડાવવા માટે પ્રાણીઓની કતલ થતી. આ પ્રાણીઓના મૃતદેહની ચરબી પહાડના પથ્થર ઉપર ચોંટી જતી અને વરસાદ આવે ત્યારે ઓગળીને નદીના પ્રવાહમાં ભળતી. પશુઓની ઓગળેલી ચરબી ભળેલી માટી વડે રોમન સ્ત્રીઓ કપડાં સાફ કરતી. આ પર્વતના નામ માઉન્ટ સેપો ઉપરથી આ મિશ્રણને 'સોપ' નામ અપાયુ. ત્યારથી અંગ્રેજીમાં સાબુને સોપ કહેવાય છે. ત્યાર પછી પ્રાણીઓની ચરબી અને તેલ તેમજ રાખ ભેળવીને સાબુની ટીકડીઓ બનવા લાગી. વાતાવરણમાં કુદરતી રીતે અકસ્માત શોધાયેલા સાબુની શોધ કોઈ એક વૈજ્ઞાનિકે કરી હોય તેવું નોંધાયુ નથી. ૭મી સદી દરમ્યાન યુરોપમાં ચરબી, તેલ અને રાખ ઉપરાંત વનસ્પતિના રસ ભેળવીને સુગંધીદાર સાબુ બનાવવાનું શરૂ થયું અને ત્યારબાદ ક્રમશઃ તેમાં ફેરફારો થતાં રહ્યાં.




૧૭૬૧માં ફ્રેન્ચ રસાયણ શાસ્ત્રી નીકોલસ લેબ્લાંકે મીઠામાંથી સોડા એશ બનાવી તેમાં ચરબી અને તેલનો ઉપયોગ કરી આજે વપરાય છે, તેવો તેલીયો સાબુ બનાવ્યો અને કાયદેસર પેટન્ટ મેળવી સાબુનો ઉદ્યોગ સ્થાપ્યો.ત્યારબાદ ઉત્તરોઉત્તર ફેરફારો થતાં રહ્યાં અને આજે તો આપણે કપડા ધોવા, ન્હાવા તેમજ સફાઈના અન્ય કામ માટે હજારો જાતના સાબુ વાપરીયે છીએ.





# ગાય અને વાઘની દોસ્તી



એક ડોસો અને ડોસી પાસે  એક ગાય હતી. એક દિવસ ડોસી મરી ગઈ. ત્યાર પછી ડોસો એક દિવસ એક નવી ડોસી શોધવા જાય છે. બીજી ડોશી શોધી લાવે છે. પછી તેઓ બંને જણા જીવે છે. તેમની ગાયને ડોસો ચરાવી લાવીને ઘરમા બાંધે છે. ડોસી સામે જોઈને ગાય વાગોળ્યાં કરે છે. ત્યારે ડોસી કહે છે, 'ડોસા, ડોસા ગાય કેટલી બધી ગાળો મને ભાંડે છે. તે ગાયને તું ક્યાંક છોડી આવ. નહિ તો મારી નાખ. તું કાંઈ નહિ કરે તો હું જતી રહીશ. ગાયને છોડી આવ નહિ તો ત્યાં સુધી હું નહિ રહું.' ત્યારે ડોસો ગાયને ક્યાંક છોડવા જાય છે. ત્યારે ગીચ જંગલમાં લઈ જાય છે. ત્યાં એક જૂનો કામળો અને જૂનું કપડું લઈ જાય છે. અને જૂના કપડાની પાઘડી બનાવે છે. ડંગોરો ઊભો કરી દે છે અને ત્યાં ડંગોરાને સહારે પાઘડી બાંધે છે અને નીચેથી કામળાને ઝૂલ બાંધી દે છે. એટલે ગાય જાણે કે આ મારો જ માલિક છે. ગાય જોયા કરે છે અને ચર્યા કરે છે. ચરી ચરીને ધરાઈ જાય છે ને ત્યાં આવીને ભાંભરે છે. પછી ડંગોરા સાથે ઘસાય છે ત્યારે ડંગોરો પડી જાય છે. પછી ગાય ભાંભરવા લાગે છે, મારો માલિક સાંભળે તો મને લેવા આવે એમ કરીને જોરથી ભાંભરે છે. પણ ત્યાં તો તેટલામાં વાઘણ ગાયને ખાવા દોડે છે. તેટલામાં ગાયના પેટમાં દૂખે છે. અને વિયાવાની ઘડી આવી પહોંચે છે. તે દરમિયાન વાઘણ પણ દોડી આવે છે. અને તેવામાં વાઘણના પેટમાં દુખવા લાગે છે. ગાય અને વાઘણ સાથે જ તે









જગ્યાઓ વિયાય છે. પછી ગાયનો વાછડો અને વાઘણનો વાઘ એમ બંને સાથે જ મોટા થાય છે. વાઘણ અને ગાય તેમના માટે ચારો શોધવા જાય છે. વાઘણ માંસ લઈ આવે છે અને ગાય ચારો લઈ આવે છે.

ત્યારે વાઘ અને વાછડો બંને ચારો જ ખાય છે. અને માંસ લઈ આવે છે, તે વાઘ ખાતો નથી. પછી વાઘણ ગુસ્સે થઈ જાય છે. તે ગાય લઈ આવે છે તે શા માટે ખાય છે ? અને હું આટલી મહેનત કરીને સારું માંસ લઈ આવુ છું તે શા



માટે ખાતો નથી ? અને તે ચારો લઈને આવે છે તે ધરાઈને ખાય છે તેનો છોકરો ચારો ચરે અને મારા છોકરાએ માંસ ખાવું જોઈએ, તેના બદલે તેનો છોકરો ચારો ખાય છે તે જ ચારો પેલો પણ ખાય છે, ત્યારે તે વાઘણ ખૂબ રોષે ભરાઈ ગઈ. તેણે ગાયને કહ્યું, 'ચાલ, આજે આપણે તો તેમના માટે ચારો લેવા જઈએ.' બંને જણા ચારાની શોધમાં નીકળી પડ્યાં. બંને ખૂબ દૂર જાય છે. જતાં જતાં રસ્તે એક નદી આવે છે. તે નદીમાં કરચલી કિંગરી (ગામીત સ્ત્રીઓ મોંથી આ નામનું વાજિંત્ર વગાડે છે.) વગાડતી હતી, મોળી (નાની કાળા રંગ વાળી માછલી) નોળી (નામનું વાજિંત્ર, 'ડોવડી') વગાડતી હતી, દેડકું ડોવાડ વગાડતું હતું.

ત્યારે તેઓ, ગાય, અને વાઘણ બંને જણ, ખૂબ આનંદમાં આવીને, નદી ઓળંગીને ચારાની શોધમાં નીકળી પડ્યાં. ચારો શોધીને બધો ચારો બાંધીને તૈયાર કર્યો તેટલામાં વાઘણ ખૂબ ગુસ્સે થઈ ગઈ.





ગાયની ઉપર કૂદીને તે ચઢી ગઈ અને ગાયને રેંહસી કાઢીને મારી નાખી પછી તે વાઘણ ચારો લઈને ગઈ. અને જઈને ચારો તેમને નાખ્યો ત્યારે તેઓ બંને જણા ખાય છે. થોડીક જ વાર ખાધા પછી વાછડાને મા યાદ આવી. વાઘ પૂછે છે, 'તેની માં કેમ ન આવી ?' તે પેલી બાજુ ખૂબ દૂર ચારાની શોધમાં નીકળી ગયેલી પછી મેં તેને જોઈ નથી. તેની રાહ જોઈ જોઈને હું આવતી રહી પણ તે ન જ આવી. પછી વાઘ કહે છે, 'તેની માને તેણે (વાઘણે) મારી નાખી હશે તેથી જ તે ન આવી.' વાઘ જાણી ગયો.

વાઘ કહે છે, 'ચાલ મા, આપણે એના માટે ચારો લેવા જઈએ' અને ચારો લેવા નીકળી પડ્યાં, ખૂબ દૂર ગયા પછી વાઘનો ગુસ્સો ભભૂકી ઊઠ્યો. 'મારા ભાઈની માને તેણે જ મારી નાખી સારી રીતે જીવન જીવત તે એણે જ બગાડ્યું.' એમ વિચારીને તે ગુસ્સે થઈ ગયો. પોતાની મા ઉપર તે કૂદી પડ્યો અને તેને રેંહસીને મારી નાખી. પછી તે તેના વાછડા માટે ચારો શોધે છે, તેટલામાં વાછડાની માને વાઘે મરેલી શોધી કાઢી, આવી રીતે વાછડાની માને મારી નાખી હતી તેથી મેં પણ તેને મારી નાખી હવે અમે બંને જણા સારી રીતે જીવીશું. એવું મને મનમાં લાગે છે. પછી તે ચારો શોધી કાઢીને જાય છે, તેને ચારો નાખે છે ત્યારે વાઘ કહે છે, 'તારી મા નથી.' ત્યારે વાઘ વાછડાને કહે છે, 'ભાઈ હવે આપણે બંને ભાઈઓ સારી રીતે જીવીશું.' ત્યાર પછી વાછડો અને વાઘ બંને જણા સારી રીતે પોતાનું જીવન જીવે છે.

એક દિવસ વાઘ વણજારાઓનો પડાવ નાખેલો હતો ત્યાં જઈને મોટો ઘૂઘરો છોડીને લઈ આવ્યો. વાછડાના ગાળામાં બાંધી દીધો. પછી તે વાછડાને ચારો ખાવા છોડી મૂક્યો. છોડી દઈને એમ કહે છે કે ચરી લઈને તારે ઘરે જ આવવાનું અને તને કોઈ મારે કે કાંઈ પણ દુઃખ આપે તો આ ઘૂઘરો વગાડવો એમ ને એમ ખાલી ન વગાડવો. ત્યારે તે સહેજ દૂર ગયો અને ચારો ચરવા લાગ્યો અને ચારો ચરતાં ચરતાં ઘૂઘરો વગાડીને જુએ છે, ઘૂઘરો ઘણાજ જોરથી વાગવા માંડ્યો. ઘૂઘરાનો અવાજ સાંભળીને વાઘ દોટ મૂકીને ઝડપભેર આવ્યો. ત્યાં જઈ વાછડાને વાઘ પૂછે છે, 'કેમ ઘૂઘરો વગાડ્યો ?' 'કાંઈ મુશ્કેલી આવી ?' તેથી વાછડાએ જવાબ આપ્યો, 'કાંઈ નહિ ભાઈ કેવો વાગે છે એમ કરીને મેં વગાડી જોયો.'

'સારું, તો કોઈ મુશ્કેલી આવે તો જ વગાડજે, હવે પાછો એમને એમ ન વગાડતો.' તે જતો રહ્યો અને ભીલ તીર અને કામઠાં લઈ આવી ચડ્યાં. વાછડાને જોઈને તેમને તો માંસ ખાવાનું મન થઈ આવ્યું. તેઓ બાણથી વીંધવા માંડ્યા ત્યારે ઘૂઘરો જોરથી વાગે છે. વાઘે સાંભળ્યો પણ તે અમથો જ વગાડતો હશે. હું









જાઉં જ નહી. તેટલામાં તો તે વાછડાને મારી નાખ્યો. મારી નાખીને માંસ કાઢીને ભાગ પાડે છે ત્યાં તો વાઘ આવી ચઢ્યો, તે ઘૂઘરો છોડીને તેઓએ મુકી દીધો. વાઘ આવ્યો ત્યારે તે ભીલોને કહે છે, ‘આ તમે શું કર્યું ? આ માંસ તમારાથી નહીં ખવાય.’ ચાર પાંચ ગાડા જેટલા લાકડાંનો ઢગલો કરાવ્યો. લાકડામાં માંસ નાખી દીધું પછી સળગાવી દીધાં. બરાબર આગ સળગે છે. ભીલો જતા રહ્યા પછી તે વાઘ દૂર દોડી ગયો અને રોષે ભરાઈને પાછો દોડી આવીને આગમાં કૂદી ને તે પણ બળી ગયો. માંસ બળી બળીને બધી આગ ઓલવાઈ ગઈ. વરસાદ આવ્યો ને તે જગ્યાએ વાસનું ઝાડ ઊગી નીકળ્યું. એટલા સારા વાસ ઊગ્યા કે કાપવાનું મન ન થાય તે પણ કાપે. એવા વાસ થયા ત્યારે કોટવાળીયા વાસ જોઈને ખૂબ રાજી થયા પણ તેઓએ વાસ ન કાપ્યા, દૂર જાય છે પણ વળીને પાછા ત્યાં જ આવે છે, ત્યારે વચમાના વાસે જવાબ આપ્યો કે ભાઈઓ, વાસ કાપવાના છો કે ? તેમણે જવાબ આપ્યો કે હા અમે વાસ કાપવાના છીએ. ત્યારે તમે આ વચ્ચેના બે વાસને કાપો, કાપીને બે ફાડ કરી નાખો, આ બે ફાડની ગડીઓ બનાવો, ગડીઓ બનાવીને ત્યાં સુધી મૂકી દો. પછી ધરતી પલળી જાય ત્યાં સુધી પાણી રેડો. પાણી રેડવા માંડ્યા ઘણું જ પાણી રેડ્યું ત્યારે તેમાંથી બે પુરુષો નીકળ્યા પછી તેઓ કહે છે, ‘ભાઈઓ તમે બધા વાસ કાપીને લઈ જાઓ તમારી બધી ગરીબાઈ દૂર થઈ જશે.’ તેમણે કહ્યું પછી તેઓ તેમનાં દેખતાં જ આકાશમાં ઊંચે જતા રહ્યાં, અને કોટવાળીયાઓ બધા વાસ કાપીને લઈ ગયા. ત્યારે તેમણે ઘેર લઈ જઈ ટોપલીઓ, સૂપડાં બનાવ્યાં. તેમણે એને વેચ્યાં તેનું અનાજ લઈ આવ્યા, ત્યારે તેમને કૃપા મળી. તેમની બધી ગરીબાઈ દૂર થઈ ગઈ. ☺☺







# ઈચ્છા

મને આભલે ઉડવાનુ મન થાય છે રે
પણ પાંખોની ઝાઝી જરૂર છે રે.
મને નવુ જાણવાનું મન થાય છે રે
હું ઉંડાણના ગામડામાં રહું છુ રે
મને ભણવા ગણવાનું મન થાય છે રે
પણ  માર્ગદર્શકની ઝાઝી જરૂર છે રે.
મને આભલે ઉંડવાનું મન થાય રે
પણ પાંખોની ઝાઝી જરૂર છે રે.

મને વાંચવા લખવાનું મન થાય છે રે
પણ પુસ્તકની ઝાઝી જરૂર છે રે
મને આભલે ઉડવાનુ મન થાય છે રે.
પણ પાંખોની ઝાઝી જરૂર છે રે
મને ખેલવા કુદવાનું મન થાય છે રે.
પણ રમતના સાધનની જરૂર છે રે.







# ભીલી મહાભારથ પદ્યસાર



ભીમ ઊતર્યો વડથી, કુંતાના પગે પડયો,
'મા, બચાવ અમને દ્રૌપદીની માયાથી
મા કહે', મધરાતે પોક મૂકીને રોવો,
બજારે રોતા ફરો તો બચશો.



ભીમ રોયો ને પૂછયું દ્રૌપદીએ
ભીમે કહ્યું કે પાંચેયને દેવ બનાવ
દ્રૌપદી કહે,' અભિમાન કર્યું તો મરશો'
પાંડવ ધારે, 'ના માન્યુ તો એ ખાશે કાળજું

પાંડવ પડયા સતીના પગમાં
કુંતા કહે, તમે તમારા પાપે મરશો'
'મા, અમને મારગ બતાવો'
'ભક્તિની વાટે જશો તો દેવ થશો'

પાંડવ માગે ભક્તિ, તાર ને તંબૂર
કુંતાએ મંગાવ્યાં વાજા તંબૂર શંખ ઝાલર
પાંડવ પાતાળે જઈ ભક્તિ લાવ્યા
કુંતા કહે, 'ભક્તિ છે ખાંડાની ધાર'





# ચાર બેકારો



એક નગરમાં ચાર યુવાનો હતા. તે ચારેય યુવાનો સંપ કરી રાજ  દરબારમાં ગયા. રાજ દરબારમાં જઈ રાજાને પ્રણામ કર્યા અને રાજને કહે છે કે રાજા સાહેબ અમે નોકરી માટે આવ્યા છીએ.

રાજા સાહેબે ચારેય બેકારોને કહયું કે પહેલા મારે તમારી પરીક્ષા લેવી પડે પછી નોકરીમાં તમને રાખી શકુ.

રાજાએ પહેલા ઊભેલા યુવાનને પુછયું તું શું કરીશ? તો પહેલો યુવાન રાજા સાહેબને જવાબ આપે છે કે હું ‘ખાઈ’ જાણું છુ .હવે બીજા નંબરે ઊભેલા બેકારને રાજાએ પુછયું તું શું કરીશ?  ત્યારે બીજા નંબરનાં બેકારે જવાબ આપ્યો કે? ‘પી’ જાણું છું. હવે રાજા સાહેબ ત્રીજા નંબરના બેકારને પુછયું તું શું કરીશ? ત્યારે આ બેકારે જવાબ આપ્યો હું ‘સુઈ’ જાણું છુ. હવે ચોથા નંબરનાં બેકારને રાજા સાહેબે પુછયું તું શું કરીશ? ત્યારે ચોથા નંબરનાં બેકારે જવાબ આપ્યો કે હું ‘મનાવી’ જાણું છું.







રાજા સાહેબે ચારેય બેકારોનો પગાર એક માસનો ૧૦૦૦૦( દશ હજાર )નક્કી કર્યો અને ચારેય

જણને નોકરીમાં રાખી લીધા.

હવે પહેલા નંબરનાં બેકારને કમોદનાં ચોખાનો ભાત અને જાત જાતની વાનગીઓ નાખીને ખાવાનું આપ્યું. આ પહેલા નંબરના બેકારે એકજ કોળીયો ખાધો અને તરત જ બોલી ઉઠયો કે મને ઊટનાં માંસની સુંગધ આવે છે. એટલે રાજાએ તરત જ તપાસ કરાવી. જે ખેતરમાં ડાંગર પકવી હતી એ ખેતર માલિકને પુછયું તમારા ખેતરની ડાંગરમાંથી જે ચોખા કાઢી ભાત બનાવ્યો હતો એમાંથી ઊંટના માંસની સુંગધ કેમ આવે છે? એટલે માલિક બોલ્યો કે અમારા બાપાનાં બાપા (દાદા)નાં સમયે વણઝાર લોકોનું ઊંટ અમારા ખેતરમાં મરી ગયું હતુ. તે લોકોએ અમારા ખેતરમાંજ દફન કરેલું. એ વાતને તો (૧૫૦થી૨૦૦) દોઢસોથી બસો વર્ષ થઈ ગયા. તે સમયે આવું થયું હતું. એટલે રાજાને સમજાઈ ગયું કે સાચી વાત છે. આ મારો બેટો બહુ જ જાણકાર છે. એનો પગાર દશ હજાર (૧૦૦૦૦)નાં બદલે ૧૫૦૦૦(પંદર હજાર) નક્કી કરી દિધો.



હવે બીજા નંબરનો બેકાર હતો એ ‘પી’ જાણું કહેનાર હતો. એટલે રાજા સાહેબે એને સરસ મજાનું સરબત બનાવી આપ્યું અને અંદર વલીયારી તેમજ બીજા અન્ય રસ પણ નાખ્યાં અને આપ્યું. આ ભાઈએ એક જ ઘુંટ સરબત પીધુ અને બોલ્યો મને તો દારૂની ગંધ આવે છે. એટલે





રાજાએ તપાસ કરી આ પાણી કયા કૂવામાંથી
લાવ્યા છે. માલિકને બોલાવી પુછયું
ત્યારે જવાબ આપ્યો કે હું નાનો
હતો, ત્યારે અમે અહિયા
દારૂ ગારતા હતા. અને
દારૂ ગારતી
વખતે અમે દારૂની
ચાલુ ભટી હોય તે
સમયે એક નિતરાળ
(વરાળ) માટલું કૂવામાં
મુકીએ એટલે ઠંડો અને
વધારે દારૂ આવતો આ
વાતને તો ઘણાજ વર્ષો
વિતી ગયા છે તે છતા
રાજા સાહેબ કૂવાનાં
પાણીમાં દારૂ આવે છે.
આ જવાબ સાંભળી રાજાએ આ બીજા
નંબરના બેકારનો પગાર પણ ૧૦૦૦૦(દશ હજાર)ના બદલે પંદર હજાર કરી દીધો. અને
નોકરીમાં લઈ લીધો.

હવે ત્રીજા નંબરનાં બેકારનો વારો આવ્યો,એતો 'સુઈ' જાણું વારો હતો, એટલે એનાં માટે રાજાએ
સરસ મજાની રજાઈ બનાવી અને આ રજાઈ માં સુવાની છુટ્ટી આપી થોડી વાર સુઈ રહયો, અને
અચાનક જ ઊભો થઈ ગયો અને બોલ્યો મને ખુચે છે.રાજા વિચારમાં પડી ગયા કે રજાઈ મે જાતે
જ તૈયાર કરાવી છે, અને ખુચે કયાંથી? રજાઈ ચિરાવી તો અંદરથી પીજારાનો તાર નિકળ્યો.





રાજાએ આને પણ નોકરીમાં લઈ લીધો અને આગળના બેની જેમજ આનો પણ પગાર વધારી દીધો.

હવે ચોથા નંબરના બેકારનો વારો આવ્યો. અને આ ભાઈ હતા. 'મનાવી' જાણું વારો, એટલે રાજાએ યુક્તિ કરી અને રાણીને કહયું કે તુ પિયર ચાલી જા અને રથમાં સામાન ભરી રથ લઈ આગળ જતાં રહેવું અને રસ્તામાં ગમે તે મનાવે તો પણ તારે પાછા આવવું નહિ. આમ કરી રાણીને રાજાએ મોકલી દિધી. પેલા ચોથા નંબરનાં બેકારને આવી ખબરજ ન હતી, પરંતુ રાજાએ રાણીના ગયા બાદ ચોથા નંબરના બેકારને કહયું કે રાણી રીસાઈને જતી રહી છે. અને તું એને ' મનાવી' લાવ. એટલે આ ભાઈ ઘોડો લઈને નિકળ્યો. રાણીનો રથ તો જંગલમાં ખૂબજ આગળ જતો રહયો હતો. આ ભાઈ ઘોડો લઈને નીકળ્યો અને રથને પકડી પાડયો. રથ આગળ ઘોડો ઊભો રાખી દિધો, અને રાણીને કહે છે કે રાણી બા હું તમારા હાથનું ખાઉ છું પીઉ છું એટલે મને તમારા પર દયા આવી. જેથી હું આવ્યો છું અને રાણી બા તમારો રથ પાછો વાળો રાજા સાહેબે સરસ મજાનાં મંડપ બંધાવ્યા અને અગણિત પ્રકારનાં વાજા નગારા ત્યાં વાગે છે. અને રાજા બીજી સોળ (૧૬) રાણીઓ સાથે લગ્ન કરવા તૈયાર થયા છે. જેથી તમે હમણા જ રાજ દરબારમાં ચાલો, આતો તમને જતાં રહેવા દઈને બધી તૈયારી કરી છે. જેથી તમે જલ્દી ચાલો રથ પાછો વાળો રાણી ખૂબ જ ગુસ્સે થઈને રથ રાજ દરબાર તરફ હંકાર્યો અને રાજ દરબારમાં બરાબર ગુસ્સા સાથે પ્રવેશ કર્યો અને રાજા સાહેબ પર પણ ખૂબ જ ગુસ્સે થયા.

હવે રાજાએ આ ચોથા બેકારને પણ નોકરીમાં રાખી લીધો અને ૧૦૦૦૦(દશ હજાર) નાં બદલે એને પણ ૧૫૦૦૦(પંદર હજાર) પગાર નક્કી કરી દીધો. રાજા ખૂબ ખુશ થઈ ગયા. રાજ દરબારમાં ખાવા-પીવાનો ઢંઢે રો પીટ ાવી ચારેય બેકારોને ૧૫૦૦૦નો પગાર આપવાની જાહેરાત કરી દિધી અને બેકારો નગરજનો કરતાં પણ સુખી જીવન વીતાવવા લાગ્યા. ☺☺





# ચાલો નવા શબ્દો શીખીએ



કોઈપણ ભાષાને સારી રીતે સમજવી હોય, શીખવી હોય તો તેના શબ્દો જાણવા જરૂરી બને છે. શબ્દો સહેલાઈથી શીખવા માટે શબ્દની સાથે ચિત્ર હોય તો તે સરળતા શીખી શકાય છે. આ અંકમાં આપણે અલગ અલગ આદિવાસી ભાષાઓના શબ્દોને શીખીએ :

| | | |
|---|---|---|
| મોં | ← ગુજરાતી → | મોં |
| મુંડુ | ← રાઠવી → | મોંહ |
| ભોડુ | ← ડુંગરી ભિલી → | મુટુ |
| મુનકું | ← પંચમહાલી ભીલી → | મોઢું |
| ભોડું | ← ગરાસિયા → | મુહડું |
| મુનકોં | ← દેહવાલી → | મુખ |
| માટી | ← પાવરી → | બાયરો |

| | | |
|---|---|---|
| કપાળ | ← ગુજરાતી → | ગાલ |
| નીંડાળ | ← રાઠવી → | ગાલ |
| લેલાર | ← ડુંગરી ભિલી → | ગાલ |
| લેલાડ | ← પંચમહાલી ભીલી → | ગાલ |
| લીલાર | ← ગરાસિયા → | ગાલ |
| નિંડા | ← દેહવાલી → | ગાલ |
| નિડાલો | ← પાવરી → | ઘાલ |





| | | |
|---|---|---|
| આંખ | ← ગુજરાતી → | ભમર |
| ડોળો | ← રાઠવી → | ટપુસો |
| ડોળો | ← ડુંગરી ભિલી → | ભમર |
| આંખ | ← પંચમહાલી ભીલી → | નયણું |
| ડોળો | ← ગરાસિયા → | નઈણાં |
| ડોઓ | ← દેહવાલી → | ડોઆ ક્રોવડી |
| ડુલૂ | ← પાવરી → | નયણા |

| | | |
|---|---|---|
| પોપચુ | ← ગુજરાતી → | કીકી |
| પાપણુ | ← રાઠવી → | ટીક્કી |
| નયણાં | ← ડુંગરી ભિલી → | કીકી |
| પુપસું | ← પંચમહાલી ભીલી → | ડોળો |
| ભોંપણેં | ← ગરાસિયા → | કીકી |
| ડોઆ પિમઠી | ← દેહવાલી → | ગાર |
| પાપણ્યા | ← પાવરી → | ક્રિરઘલો |









| | | |
|---|---|---|
| આંસુ | ગુજરાતી | નાક |
| આંહળુ | રાઠવી | નખોરૂ |
| ઓંહુરાં | ડુંગરી ભિલી | ફોણણુ |
| આંહવું | પંચમહાલી ભીલી | નખુડું |
| ઓહવું | ગરાસિયા | ફોણણું |
| આહવેં | દેહવાલી | નાક |
| આંહવા | પાવરી | નાક |





| | | |
|---|---|---|
| મુછ | ગુજરાતી | હોઠ |
| મૂંસ | રાઠવી | હોઠ |
| મુસ | ડુંગરી ભિલી | ઓઠ |
| મુસ | પંચમહાલી ભીલી | હૂઠ |
| મુસી | ગરાસિયા | હોઠ |
| મુશ્યા | દેહવાલી | ઓઠ |
| મુશા | પાવરી | ઊઠ |





# ફરી મળીશું



એકદમ નાના બાળકો સામે એક કોરુ કાગળ મુકીએ, અને તેના હાથમાં પેન અથવા પેન્સિલ આપીએ તો બાળક કાગળ પર અલગ અલગ આકારની લીટીઓ દોરવા લાગે છે. એનો કોઈ ચોક્કસ આકાર હોતો નથી. મને ક્યારેક એ આકૃતી બળદ જેવી લાગે છે, ક્યારેક ઘોડા જેવી અને ક્યારેક પર્વત જેવી. બાળક ની નજર સામે જે વસ્તુ હોય તેની આકૃતી દોરવાનો પ્રયત્ન હોય છે. મારી ઑફિસમાં દિવાલપર એ જ પ્રકારની એક આકૃતી બનાવેલી છે. કોઈકે દોરેલી હશે. બધા કહે છે કે એક નકશો છે. એ નકશા ઉપર અંગ્રેજી અક્ષરમાં લખેલ છે INDIA. અનો અર્થ ઈંડિયા અથવા ભારત. હું બાળક હતો ત્યારે આઝાદી પૂર્વેનો ભારત દેશનો નકશો જોવા મળેલો. એનો આકાર અલગાજ હતો. અન્ય દેશોમાં ફરું છું, અને તે દેશોના નકશા જોવા મળે છે તેવોના આકાર પણ અલગ અલગ જોવા મળે છે. કેવી મજાની વાત છે કે દરેક દેશના નકશાનો આકાર અલગ હોય છે. ભારતના નકશામાં પણ દરેક રાજય માટે અલગ રંગ આપવામાં આવેલ છે, એટલે દરેક રાજયનો રંગ અલગ. ધારો કે આપણે નક્કી કર્યું કે બધા જ દેશોના નકશાઓ એક જેવા જ હોવા જોઈએ અને બધા જ રાજયોને અપાતા રંગ માત્ર એક જેવાજ હોવા જોઈએ તો કેવું બનશે ? આ નકશા કોણે બનાવ્યા ? અને પછી આ દેશ પણ અલગ અલગ આકારોમાં કોણે બનાવ્યા ?

આફ્રિકા ખંડનો નકશો જોઈએ તો, ત્યાં બધા દેશોની સીમા સીધી લીટીમાં બનાવેલ છે. પણ અન્ય દેશોના નકશાઓની સીમા સીધી લીટીમાં. આ કેવી રીતે બની ગયું ? ઑસ્ટ્રેલિયા દેશનો નકશો જોઈએ જેનો આકાર હાથી જેટલો મોટો છે, અને સિંગાપુરનો નકશો જોઈએ તો એનો આકાર કીડી જેટલો નાનો છે. આ કેવી રીતે બન્યું ? પછી અલગ અલગ દેશોને અલગ અલગ નામ પણ આપવામાં આવ્યા. એકનું નામ છે ભારત અને બીજાનું નામ છે ચીન. એક નું નામ છે રશિયા અને બીજાનું નામ છે અમેરિકા. આ કેવી રીતે બન્યું ? આ બધી વાતો સમજવા માટે ઈતિહાસનો અભ્યાસ





કરવો પડે છે. કયો દેશ કોણે બનાવ્યો, પછી તે નાનો કેમ અને મોટો કેમ, અને એનું નામ અમુક જ કેમ આ બધા પાછળ લાંબો ઈતિહાસ રહેલો હોય છે.

આમ તો આ બધા દેશ આપણી પૃથ્વી પરના જ છે. અને પૃથ્વી માત્ર એક જ છે. કુદરતી રીતે પૃથ્વી પર કોઈ દેશની વ્યવસ્થા નથી. દેશ માનવીએ બનાવ્યો. અલગ અલગ રાજયો પણ આપણે જ બનાવ્યા છે, કુદરતે નહી. એટલે જ એક રાજયના માણસો અને બાજુના બીજા રાજયના માણસો વચ્ચે ઝગડો થાય તો તે ખોટો કહેવાય. તેમજ એક દેશ અને બીજા દેશના વચ્ચે યુદ્ધ થાય તો તે પણ ખોટું કહેવાય. ભગવાને કે કુદરતે આ દેશ કે રાજયો બનાવેલા નથી એ માત્ર આપણા દિમાગમાં જ હોય છે. માત્ર કાગળ પર દોરેલા નકક્ષા પર જ હોય છે. કુદરત તો કોરા કાગળ જેવી છે અને માનવી કાગળ પર લીટી દોરતા જેવા બાળકો જેવા. એ નાના નાના લીટીઓ માટે ઝગડો કરવો જોઈએ નહી ? કે પછી આ ખોટા કારણથી ઝગડા કરવા જોઈએ ? આપણે બધા એક જ છીએ. પૃથ્વી ના એક છેડા થી બીજા છેડા સુધીના બધા.

બાળકો ઘરમાં રમત રમે છે ત્યારે મારું મકાન અને તારું મકાન ઘરની અંદર જ બનાવે છે. પછી રમત પુરી થાય તો એ બધું ભુલી મા-બાપ સાથે જમવા બેસે છે અને શાંતી થી સુઈ જાય છે. પણ નકશા બનાવાવાળા અને રાજયો બનાવાવાળા ‘મારું રાજય અને તારું રાજય’, બનાવ્યા પછી સરખામણી અને ઝગડા ક્યારેય ભુલતા નથી. આખી જિંદગી એની પાછળ જ રહે છે. આ દુનિયા ભગવાને આપણા માટે આપેલું મકાન છે, એ મકાન તો ભગવાનનું છે. આપણ બાળકો જેવા એની અંદર રહી ઝગડા કરીશું તો એ સારું કહેવાય ? નાનો દેશ હોય કે મોટો દેશ હોય બધા જ સારા છે. આપણો પ્રાંત હોય કે બીજાઓનો બધાં સારા છે. કારણ કે આપણે બધા જ એક જ પૃથ્વી પર વસીએ છીએ, એ પૃથ્વી જ આપણી માતા છે, એને દુ:ખ નહી થાય એ આપણે જોવાનું. પછી એ માતા આપણને ખુબ જ સુખમાં રાખશે.




